# સ્વદેશી ગરબા સંગ્રહ.



## —સ્વરાજ્ય સ્વારી—

આવે છે રે આવે છે, સ્વરાજ્ય સ્વારી આવે છે;
જય નાદ ગગનમાં ગાજે છે—સ્વરાજ્ય
દુર સ્વપ્ન થકી દૂર કહેવાનું, થાઓ લાયક ત્યારે જોવા નું:
શું બાળક ચાંદો માગે છે—સ્વરાજ્ય.
તડ પાડી રાજ્ય અડ્ડી કરતાતા, ઈલ્કાબ ખિતાબો ધરવાત;
કૌસીલે ફારસ કરવાના,—સ્વરાજ્ય.
પંજાબ ખીલાફતથી ચેત્યા, ગાંધીજી અસહકાર ચઢયા;
ધ્વજ લીલો લાલ ચઢાવે છે,—સ્વરાજ્ય.
નોકરશાહી હાથ પડયા હેઠા, ફાંદાઓ વિધ વિધ લઈ બેઠા;
પણ નહિ ચાલે જખ મારે છે,—સ્વરાજ્ય.
હરિ લાજ હવે તારે હાથે, વૃત મોટાં લીધાં તુજ સાખે;
બાગ દે કદી ના પાછા હઠીએ,—સ્વરાજ્ય.

# સ્વદેશ ગરબા સંગ્રહ.

સંગ્રહ કરી છપાવનાર.
પરશોતમ માણેકલાલ શાહ.
મુ. નડીઆદ.

આ લક્ષ્મીવિજય પ્રી. પ્રેસ ( બ્રાન્ચ ) માં દેસાઈ
રાયચંદ છગનલાલે છાપી. ઠે. રતનપોળ
નગરશેઠની મારકીટ-અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. સં. ૧૯૭૮. પ્રત ૪૦૦૦.

વેપારીઓને સસ્તા ભાવથી મલશે.

કીંમત ૦-૧-૬.

# ગરબો ૧.

રાગ—તમે [illegible]
મારો પાલવડો નવ ઝાલીએ રે

મહાત્મા સુદામાપુરીમાં અવતર્યાં રે:
માતા મહાલક્ષ્મી કુખે જનમીયા રે,
લીધો દેશહીત કાજે અવતાર રે-
ગાંધીજી રાજનગર રળીયામણું રે —૧

બુવાવસ્થાએ આફ્રિકા સંચર્યાં રે;
ત્યાંતો દેશનાં દુઃખ હૈયે ધર્યાં રે,
ખોડયું સબળ સત્યાગ્રહ શસ્ત્ર રે
ગાંધીજી રાજનગર રળીયામણું રે.

દુઃખ વેઠયાં કારાગૃહનાં દોહ્યલાં રે;
દેશ કાજે ગણ્યાં તેતો સોહ્યલાં રે,
ખજ્યા શત્રુને સર્યાં સહુ કાજ રે—
ગાંધીજી રાજગર રળીયામણું રે. —૩

ત્યાંથી પુનઃ સ્વદેશ પધારીઆ રે;
દેશ બંધુએ કુલડે વધાવીઆ રે,
કીધો રાજનગરમાં નીવાસ રે-
ગાંધીજી રાજનગર રળીયામણું રે. —૪

સાબરમતીનાં નીર અતિ નીર્મળાં રે;
તટે તો બાપુજી આશ્રમ કરી રહ્યા રે,
એવું દ્વારકા સમુ શુભ ધામ રે—
ગાંધીજી રાજનગર રળીયામણું રે. —૫
ખેડાના ખેડુત શરણે આવીઆ રે;
સત્યાગ્રહના શસ્ત્રે બચાવીઆ રે,
ચંપારણમાંયે વાગી હાક રે-
ગાંધીજી રાજનગર રળીયામણું રે. —૬
યુરોપ ખંડમાં વિગ્રહ જાગીઓ રે;
દુનિયામાં દાવાનળ લાગીઓ રે,
કીધી સરકારને તમે સ્હાય રે-
ગાંધીજી રાજનગર રળીયામણું રે. —૭
ત્યાંતો વિગ્રહનો અંત આવીઓ રે;
કાળો કાયદો ઇનામમાં આલીઓ રે,
તેતો રાઉલેટ નામે પ્રખ્યાત રે-
ગાંધીજી રાજનગર રળીયામણું રે. --૮
જાગ્યું ભારતવર્ષ નિંદ્રા થકી રે;
ઘુમ્યા તીલક માલવિયા મહારથી રે,
મહમદ શૌકત લજપત નેરૂ રે-
ગાંધીજી રાજનગર રળીયામણું રે. —૯
સભા ભરી જલીઆનવાળા બાગમાં રે;
ત્યાંહી ડાયરે ઘોર જુલમ કર્યો રે,

માર્શલ-લોએ સંહાર્યા નિર્દોષ રે-
ગાંધીજી રાજનગર રળીયામણું રે. —૧૦
ખિલાફતે અશહકાર જનમીયો રે;
નોકરશાહીને મનમાં ન ભાવીયો રે,
હિંદુ મુસલીમ ઐક્યતા સાંધી રે.
ગાંધીજી, રાજનગર રળીયામણું રે. —૧૧
ગાંધીજી સ્વરાજ્યની શરતો એમ ભણે રે;
ખાદી પહેરોને ચરખો ફેરવો રે,
લેજો સુતરને તાંતણે સ્વરાજ્ય રે,
ગાંધીજી, રાજનગર રળીય માણું રે. —૧૨
નિજ દેશનું હિત જો ચિંતવો રે,
પટ પરદેશી ઝટપટ પરહરો રે.
શુદ્ધ ખાદી સજો શણગાર રે.
ગાંધીજી, રાજનગર રળીયામણું રે. —૧૩
શિખ સુણજો ગાંધીજીની આટલી રે;
મોહ-જાળને નિશ્ચય વિદારજો રે,
આજ્ઞા ધારીને કરૂં પ્રણામ રે,
ગાંધીજી, રાજનગર રળીયામણું રે. —૧૪
દિવ્ય મંત્ર સુણો મોહન તણો રે;
અવતાર તેતો પ્રભુનો ગણો રે,
કર્મવીર કસ્તુરબાના કંથ રે,
ગાંધીજી, રાજનગર રળીયામણું રે. ૧૫

## ગરબો—૨

રાગ—( ગીરધારી રે વાત કહું તે વિચારો ).

સુણ સજની રે, શિખામણ કહું સારી;
તમે જોજો જરૂર વિચારી—ટેક
ભારતની રે, ભાગ્ય દશા પરવારી;
કરે રૂદન માત બિચારી.
ઝુલ—દયા દિલમાં તેની ધારી રે, કરો શેવા સત્ય સ્વિકારી રે;
થાજો ભારતને ઊપકારીરે,
ખસી સમજોરે, સમય તણી બલિહારી - તમે જોજો. ૧
બ્રહ્મણની રે, સત્તા પણ પરવારી,
ક્ષત્રી બળ હીણ લાચારી;
ખેડુતની રે, થઇ છે ખુબ ખુવારી,
દિન દશા દિવસ દુઃખકારી.
ઝુલ- થયા વણજ વિનાના વેપારીરે, ભારતમાં વાધયા ભિખારીરે;
બધો દેશ બન્યો બિમારી રે,
સુખ ત્યાગો રે, સ્વદેશ હિત નરનારી.-તમે જોજો. ૨
ફેશનની રે, ફોગટ શી ! ફિસીઆરી,
તન મન ધનને હરનારી;
સત્યાગ્રહ રે, શસ્ત્ર સબળ ભયહારી,
દ્રઢ ધિરજ ઢાલ તમારી,
જગ જીત્યું રે, સ્વદેશ હિત જયકારી.-તમે જોજો. ૩

પણ કરજોરે, પળ પળ પ્રેમ પ્રસારી.
પ્રાણુની બની બિન દરકારી;
સહી લેજોરે, સંકટ ધિરજ ધારી.
નિજ ચારિત્ર દેજો ચિતારી.
ઝુલ—બળ આત્મ સંયમનું વધારીરે,
હુજો હિન્દ માતાને હિતકારીરે;
સ્હાય કરશે શ્રી ગિરીધારીરે,
મણિ મળશેરે સ્વરાજ્ય શુભ સુખકારી તમે જોજો ૪
લેખક-( ભાઇચંદ ગોવર્ધનદાસ ગાંધી. નડીઆદ ).

---

## ગરબો—૩

---

તમે મુકીને મનની પ્રમાદીરે;
ব્હેની પ્હેરોની ખાદી.
ખાદી પહેરે તે શાહજાદી રે;
ব્હેની પ્હેરોની ખાદી ટેક
ખાદી તે આદિ અનાદિ આ દેશે;
દેશની કરતી આબાદી રે. બ્હેની. ૧
વિધ વિધ વસ્ત્ર વધારે છે વ્યાધી;
ખાદી હરે તન બાદી રે. બ્હેની. ૨
ખાદી વિના બિજાં વસ્ત્ર ઉપાધી;
ખાદી સ્વરૂપમાં સાદી રે. બ્હેની. ૩

શાસ્ત્ર સકળનું છે સુત્ર સૂતરમાં;
ખાદી વગર બરબાદી રે. વ્હેની. ૪
સૂતરમાં સૂતર છે એ રસ્તો;
ખાદી પ્રભુની પ્રસાદી રે. વ્હેની. ૫
ખાદી તે ખલક તણી મહાદેવી;
ખાદી તે દેશની દાદી રે. વ્હેની. ૬
ચંદ ચહે ચિત્તમાં નિત નેહે;
ખાદી સ્વરાજ્યની ગાદી રે. વ્હેની. ૭
લેખક ( ભાઇચંદ ગોવર્ધનદાસ ગાંધી નડીઆદ ).

ગરબો—૪

---

રાગ—( પુનમ ચાંદની ખીલી પુરી અહીં રે ).
સૈયર મ્હેરોની સૌ ખાદી અંગે સ્નેહથી રે.
સુંદિર શોભીતી છે સુખકર પુર્ણ પવિત્ર;
તેના તેજ થકી અજ્ઞાન તિમિર અળગું થયું રે.
દશ દિશ વ્યાપી કિર્તી જેની ચિત્ર વિચિત્ર;
ખાદી ખાંતે ખલકે ખેલે ખૂબ આનંદમાં રે. ટેક
સાખી—ખાદી ખલકે ખેલતી–ભગવતિ ગુણ ભંડાર;
ઉર આપે આનંદ એ–વંદુ વારંવાર.
દેશોદયમાં દિસે દેવા સમ એ દિપતી રે;
કરશે ક્ષેમ કુધારા કેરૂ તે ખંડન,
ભરશે ભાવ થકી ભૂતળ પર ભારે સંપતી રે;

હર નિશ કરશે એતો સત્ય તણું મંડન.—ખાદી. ૧
સાખી—મંડન કરશે સત્યનું-સાથી સુતર સંપ.
કાઢે કલેશ કુસંપને-સંપ વસે ત્યાં જંપ.
ચિંતામણી સમ ચારૂ ચમકે ખાદી દેશમાં રે,
ઘર ઘર હરતી ફરતી ગોરી ગુણુલા ગાય;
ધન ધન કહેતીને લેતી તુજ પર ઓવારણાં રે,
દિર્ઘાયુશ ભોગવજે આપે એ આશિષ.—ખાદી. ૨
સાખી—હતી તણાતી બાપડી-મોહ પુરે લાચાર.
મોહન મળિયો મલપતો-કર ગ્રહી કાઢી બ્હાર.
મોહપુરેથી ખેંચી ખાદી કાઢી બારણે રે,
આશ્રય ઐાષધ આપી દિધું શુભ સનમાન;
શાન્તિ આપીને સૂવાડી પ્રિતે પારણે રે.
હેતે હૂલાવીને કરતો નિત ગુણગાન.— ખાદી. ૩
સાખી—હતી દુરદશા તાહરી-પામી સતિ સત સંગ.
અજર અમર અવની વિષે-નોતમ નિપનો નંગ.
ઉત્તમં પદ્વિ દિન પ્રતિ દિને પ્રભૂતા પામતી રે,
ખાદી નગર વસાવ્યું સાભ્રમતીને તીર;
હૈયે હરખે નિરખે સૌ જન પુજે પ્રેમથી રે;
ચંદ ચહેછે ચિત્તમાં ભવની ભાગે ભીડ.
ખાદી ખાંતે ખલકે ખેલે ખુબ આનંદમાં રે.— ૪

લેખક—( ભાઇચંદ ગોવર્ધનદાસ ગાંધીપોળ નડીઆદ ).

## ગરબો—૫

રાગ ( પુનમ ચાંદની ખીલી પુરી અહીં રે ).

આવો સહીયરો સ્વરાજ્ય મંત્રને સાધીએરે,
ભણીએ સ્વતંત્રતાના ગાંધીજી પાઠ,
લઇએ નવ પ્રતિજ્ઞા નવરાત્રીના દીનમાંરે.
સાખી—પ્રથમ પ્રતિજ્ઞા રેંટીઓ-દુઃખ ઉદ્ધારક દેવ,
કાંતી જગ જીવાડીએ-પ્રીતે કરીએ સેવ.
સુંદર સુતર કાંતી ગ્રહમંદિર શોભાવીએ રે,
જેના તારે દીસતો ભારતનો ઉદ્ધાર;— લઇએ
સાખી—સ્વરાજ્ય સુતર તાંતણે-ખાદી દેશનું નુર.
દેશ સ્વતંત્રતા જો ચહો-(તો)વણીએ ખાદી જરૂર.
ધરીએ અંગ ખાદીને આર્યા નામ દીપાવીએરે;
ટાળી દેશનેગળ વિદેશી પરનો મોહ,— લઇએ
સાખી—ત્યાગી વિદેશી વસ્તુને-ત્યાગી વિદેશી વસ્ત્ર.
સંગ્રહ કદી ના કીજીએ-લઇએ સ્વદેશી વ્રત.
કરીએ ત્યાગ વિદેશી ભીષ્મ પ્રતિજ્ઞા લીજીએરે:
જેથી સુખીઓ થાએ આર્ય તણો સંસાર,— લઇએ.
સાખી—આત્મોન્નતિને આદરી-રહી વ્યસનથી દૂર
દબાઇ વ્યસનથી ભારતી-પરતંત્રતાનું પૂર.
રહેવા દુર્વ્યસનથી દુર સદા સંભાળીએરે;
કરીએ જગ સેવાની શ્રુતીનો અભ્યાસ,— લઇએ

સાખી—હિંદુ મુસલમીન એક્તા-ધરી પરસ્પર પ્રીત.
સ્નેહે જગને જગાવીએ-પઢાવી પ્રેમની રીત.
વધાવી દિવ્ય સનેહને સ્નેહામૃત રેલાવીએરે;
જગાવી કર્મ માર્ગથી દેશોદ્ધારક મંત્ર,— લઇએ
સાખી—ધીરજ શીતલતાને વળી-કદી ન કરીએ ક્રોધ,
શાન્તિ પાઠ સદા પઢી-ગજવીએ ત્રૈલોક.
વસાવી અન્ય ગુણોને અહિંસાવૃત ઉજાળીએરે;
ઉજાળી ઉજ્જવલતાથી આત્માનો પ્રકાશ,— લઇએ
સાખી—શીલ વૃતની સાડી સજી-કરીએ પતીની સેવ.
કટુ વચન ના ભાખીએ-રીઝે દેવાધીદેવ.
પતીની પૂંજા થકીતો જગ લ્હાવો લેવાયછે રે;
જેના હરનીશ ગુણો બ્રહ્માદીક પણ ગાય,— લઇએ
સાખી—લોક સેવામાં મચી રહી-રહી દુર્વ્યસનથી દૂર.
ધર્મ આપણો જાણીએ-હણીએ ભારત ભૂખ.
ગએલી હિંદ આબાદી સ્વાધીનતાને લાવીએ રે,
શીખવો પુત્ર-પુત્રીને જગ સેવાનાં સુત્ર,— લઇએ
સાખી—નવરાત્રીના દીનમાં-પ્રતિજ્ઞા એ લેવાય.
આર્ય સન્નારીને બળે-સ્વરાજ્ય ઘર ઘર થાય.
સુધરે આર્ય બાળા તો ભારતને સુધારશેરે;
એતો રેલવશે અહીં સ્વર્ગીય દિવ્ય સંદેશ.— લઇએ

લેખક-( ચતુરલાલ ઉત્તમરામ પંડયા ).

૧૦૧૬૩



## ગરબો—૬

—સ્વરાજ્ય વાંચ્છના—

રાગ—( વહાલા તમે પુરૂષ અમે નારી )

અમે હવે સ્વરાજ્ય લઇશું (૨)
લઇશું લઇશું લઇશુંરે; અમે હવે સ્વરાજ્ય લઇશું.
સ્વરાજ્યનો ઝુંડો ફરકાવી, મુક્ત ગુલામીથી થઇશુંરે;
અમે હવે સ્વરાજ્ય લઇશું.
વિદેશી વસ્ત્રનું દહન કરીને, ખાદી અંગ ધરીશુંરે;
અમે હવે સ્વરાજ્ય લઇશું.
મહાસભાની આજ્ઞામાં રહીને, કાયદાનો ભંગ કરીશુંરે;
અમે હવે સ્વરાજ્ય લઇશું.
હસતાં હસતાં જેલમાં જઇશું, જેલને મહેલ માનીશુંરે;
અમે હવે સ્વરાજ્ય લઇશું.
કૃષ્ણ જન્મનું સ્થાન છે સુંદર, અધિક આત્મબળ ભરીશુંરે;
અમે હવે સ્વરાજ્ય લઇશું.
મરીશું, પણ નહિ મારીએ કોઇને અડગ સત્યાગ્રહી રહીશુંરે;
અમે હવે સ્વરાજ્ય લઇશું.
અમલદાર કાંઠે કહી ડોળા, તેથી હવે નહિ ડરશુંરે;
અમે હવે સ્વરાજ્ય લઇશું.
સાચી સલાહ મહાત્મા ગાંધીની, અવિનાશી ઉર ધરશુંરે;
અમે હવે સ્વરાજ્ય લઇશું.

# ગરબો—૭

---

રાગ—( ઓધવજી સંદેશો કહેજો શ્યામને ).

સ્વદેશની મમતા મનથી તવ મૂકીએ;
સોએ સો કદિ સંકટ આવે શીશજો.
ચુરા થઇ પડીએ પણ ચીત નવ ચુકીએ;
સ્વદેશનું શુભ ચિંતવીએ દિન નીશજો. સ્વદેશની. ૧

જન જાતીનો દેહ ધર્યો જે દેશમાં;
તે ભૂમીને ગણીયે માતા તુલ્યજો.
હુડે ધરીએ હેત વિશેષ હંમેશમાં;
ઉત્તમ ગણીએ અંતર મહિ અમુલ્ય જો. સ્વદેશની. ૨

સદૈવ કરીએ યત્ન સ્વદેશ સુધારવા;
કામ પડે તો કરીએ તન કુરબાનજો.
વળિ શ્રમ કરીને ઉદ્યોગ નવીન વધારવા;
સ્વદેશ તરતો કરવા ધરીયે તનજો. સ્વદેશની. ૩

રાષ્ટ્ર તણા દ્રોહી કદી થઇએ નહિ;
મળતું હોય ત્રીલોકી રાજજો.
દેશ દ્રોહી કદી સુખી કોઇએ નવ થયા;
દેશળ માધવ મુવા છે વિણુ મોતજો. સ્વદેશની. ૪

દેશ તજી પરદેશ વિષે જઇએ કદી;
પણ બહુ ધરવો સ્વદેશ ઉપર પ્રેમજો.

સ્વસ્થાનકથી દીસે ઉદાસી નવ થવું,
નિજ જનિતાથી હેત ન તજીએ જેમજો. સ્વદેશની. ૫
મરણ પથારી પર તો સૌ પ્રાણી મરે;
કહીએ તેની કાયા ગઇ ન કામજો.
જે કાયા કુરબાન સ્વદેશ લીધે કરે;
નવખુગ તેનાં રહ્યાં છે નિશ્ચળ નામજો. સ્વદેશની. ૬
સંપ વધે સૌ જનને જેમ સ્વદેશમાં;
એવા એવા કરીએ અધિક ઉપાયજો.
કષ્ટ ન પામે કોઇ કુસંપ કલેશમાં;
સંપી જંપીને સૌએ સુખીઆં થાયજો. સ્વદેશની. ૭
પોતાના ટંટા પોતે પતાવજો;
સમજુ હોતો જસો ન કદી સરકારજો.
પંચજનોની પાસે ન્યાય કરાવજો;
ખચીત નહિ તો થાશો ખુબ ખુવારજો. સ્વદેશની. ૮
સ્વદેશમાં જે કોઇ કુસંપ કરાવશે;
નિશ્ચે જાણો પાપી તેનું નામજો.
હિન્દ તણા અણમૂલા હીરા જે હતા,
દીધા જઇને જેલ મહીં મુકામજો. સ્વદેશની. ૯
કર્મ કાળુ કર્યું કાકુએ ધનના લોભથી;
કરાવ્યો વલભીપુરનો વીનાશજો.
અનેક જનને અતિ સંકટ ઉપજાવીયું;
દુર્જન તેને કહે છે સૌ ઇતિહાસજો સ્વદેશની. ૧૦

# ગરબો—૮

રાગ—( રઘુપતી રામ રૂદેમાં રહેજો રે ).

ગુણીયલ મ્હારી બેન અસહકારી બનજોરે
તમે સાચો સત્યાગ્રહ કરજો. ગુણીયલ.

આખા દેશની જેમાં આબાદી રે
પહેરો ખંતથી સરવે એ ખાદી રે
ત્યારે કહેવાશો સ્વરાજ્ય વાદી ગુણીયલ. ૧

પારદરશક પરદેશી સાડી રે
પહેરે કાયા તો દીસે ઉઘાડી રે
એવી ફેશન નાંખજો કહાડી ગુણીયલ ૨

બંગડી પોલકાં ને ફેન્સી ફરાગો રે
બહેનો સરવે એ સત્વર ત્યાગો રે
સાચી ભારતની તનયાઓ જાગો ગુણીયલ ૩

અતી લાડથી જેને ઉછેર્યા રે
જેણે રામ તણાં મન હેર્યાં રે
એવાં સીતાએ વનકુળ પહેર્યાં ગુણીયલ. ૪

દેશ ભક્તમાં નામના જેની રે
કીરતી જગમાં ગવાશેજ તેની રે
એવાં ધન્ય સરોજની બહેની ગુણીયલ ૫
દયા દેશની દીલમાં આણી રે
મુકયાં પરદેશી વસ્ત્રોનાં પાણી રે
એવાં સરલા દેવી ચોધરાણી ગુણીયલ. ૬
બેની અનસુયાનાં જોઈ કામોરે
લીધો ભારતી માથે વીસામોરે
પ્રસન્ન થઈ કહ્યું સ્વરાજ્ય પામો ગુણીયલ. ૭
જેનાં માત પીતા હશે એકરે
વળી કુળમાં હશે જો વીવેકરે
તેતો રાખશે સાચો આ ટેક ગુણીયલ. ૮
કુળવંતીને ઝાઝુ શું કહીએરે
હવે આટલેથી છાનાં રહીએરે
જરા સમજે તેને શીખ દઈએ ગુણીયલ. ૯
બેનો મોટી તમારી આ ખામીરે
જોઈ ભારતી લજ્જા પામીરે
કવી રાવ કહે શીર નામી ગુણીયલ. ૧૦
લેખક—( અંબાલાલ પ્રહલ્હાદજી રાવ કવી નડીઆદ ).

૧૬

## અમલદારીનો તોર.

---

ગઝલ.

અમલદારો અમલદારી મહીની કેફ આવી છે;
ગરીબોએ ગરીબીમાં હજુ એ તે નિભાવી છે.
અમર પટે અમલદારી, લખાવી કયાંથી લાવ્યા છો ?
પુછે નહીં કોઈ તમને તો ખરેખર સ્હેજ ફાવ્યા છો.
દયાના ડુંગરો તજીને, સત્તાના ડુંગરે ચઢતા;
અમલની કેફ લાવીને, ગરીબોને બહુ દમતા.
પૂર્વના પુણ્યના યોગે, તમારી સાહીબી રહેશે;
ફકીરી આવીને વળગે, કરેલાં તે બધાં નડશે.
અદલ ઇન્સાફ લેનારો, જુબાની ત્યાં જરૂર લેશે,
ખરી શીક્ષા દીએ ત્યાં તો, દીલાસો કોણ કો દેશે.
અમલ દીન ચાર ચાંદરણું, મરણની સાથ જાવાનું;
ગયા લાખો કરોડો જ્યાં, તમારૂં તેજ થાવાનું.

---

નહિ રખની, નહિ રખની, સરકાર; જાલીમ નહિ રખની,
મુસલમાનકા મક્કા ખોયા, ર શીખોંકા દરબાર.—જાલીમ૦
જલીયાંવાલા બાગકી ભીતર, નિઃશસ્ત્રોપર ગોળી ચલાકર,
માર્યા કેઇ હજાર, ઐસી હૈ બદકાર.—જાલીમ૦

નવજીવન તા. ૪ થી જુન ૧૯૨૨

# પ્રપંચી કહો ખરા કે નહિ ?

( ગઝલ ).

અમારે આંગણે આવી, અમોને ખુબ લલચાવી;
ગયા આજે તમે ફાવી, પ્રપંચી કો' ખરા કે નહિ.—૧
સલામી તો પ્રથમ ભરતા, કહ્યું ડહાપણ ભર્યું કરતા;
હમારાથી બહુ ડરતા, પ્રપંચી કો' ખરા કે નહિ.—૨
કરી વેપારની વાતો, ફસાવ્યા ભોળવી આતો;
હવે મારો તમે લાતો, પ્રપંચી કો' ખરા કે નહિ.—૩
ખિર્ચા નાણાં કપટ વિધી, લખાવી મીલકતો લીધી;
ન પાછી એ તમે દીધી, પ્રપંચી કો' ખરા કે નહિ—૪
નવાબી ચાલતી જ્યાં જ્યાં, કર્યા કદમો તમે ત્યાં ત્યાં;
લડાવ્યા માહો મ હે ત્યાં, પ્રપંચી કો' ખરા કે નહિ.—૫
પ્રથમ ભેળા અમે લીધા, અને ઘરમાં જવા દીધા;
છતાં ચાલ્યા નહિ સીધા, પ્રપંચી કો' ખરા કે નહિ.—૬
દીધી જ્યાં આંગળી ત્યા તો, બધી અમ દેહને પકડી;
અને રાખ્યા તમે ઝકડી, પ્રપંચી કો' ખરા કે નહિ.—૭
કરી ખટપટ મહિ પેઠા, મુનીમજી શેઠ થઈ બેઠા;
વચન જુઠાં અને મીઠાં, પ્રપચી કો' ખરા કે નહિ.—૮
કરેલા ગુણ ગયા વિસરી, ચલાવી ચાલ તો દુસરી;
બહુ ખાધા માખણ મીસરી, પ્રપંચી કો' ખરા કે નહિ.—૯
સલામી સાચી નહિ દેવી, થયા દુઃખી તને સેવી;
અધમતા આદરી એવી, પ્રપંચી કો' ખરા કે નહિ—૧૦
હવે ફરીયાદ ક્યાં કરવી, અદાલત ન્યાયની ભરવી;
અરજ પ્રભુ આગળે ધરવી, પ્રપંચી કો' ખરા કે નહિ.—૧૧

(ઈશ્વરભાઈ વ. ...

# માડી તારી ઝુંપડી.

દુઃખીઆનો વિસામોરે માડી તારી ઝુંપડી,
રણુ વગડાનો છાંયોરે આંધળીઆની લાકડી;
કુંજનિકુંજે લચી વલ્લરી નિર્ઝરીયાં સંતાય,
અમલકમલદલ પર પંખીડાં બ્રહ્મ લીલાને ગાય;
રઢીયાળી એ વાડીરે સોહવતી જે ઝુંપડી,
આજે ખાવા ધાતીરે નિર્જન રણમાં ઝુંપડી—દુખી.
ધર્મ કર્મ રસ કસ લુંટાયા ઘરગર વખરી હીર,
છતી સંતતિ સત્વ લુંટાયું ખેંચાયાં તુંજ ચીર;
લુંટાતી ઓ માડીરે ખાલી તારી ઝુંપડી,
ખાલી તોયે મારીરે માડી તારી ઝુંપડી;
ધન સંચી ખેતર સૂકવીયાં દવ પ્રેર્યો ચોપાસ,
રાતી વિજુની આંખડી દેખી પંખીડાં પામે ત્રાસ;
તેને સોડે સહાતીરે માડી તારી ઝુંપડી,
પોષણીયાં શી પાતીરે આછી જાડી રાબડી.—દુખી.
વન વીંટયાં સીંચાણે સઘળાં અવસ પડયાં તુજ બાળ,
ઠામ ઠર્યાને હડધુત કરીને રણુવગડે દે માર;
અંકે લેવા ધાતીરે તેને માતા રાંકડી,
શીળી છાંયે ધાતીરે માડી તારી ઝુંપડી;
કણુ કણુ કાજે વન વન વીઝે તુજ બાલુડાં પાંખ,
પણ સુખ દુખનાં લાણું લેવા ઠરતી તુજ પર આંખ;
નંદન વનથી વા'લીરે અમને તારી ઝુંપડી,
જન્મ ભૂમી મત પાળીરે શણુગારીશું ઝુંપડી.—દુખી.